# જસમાની ગરબી.



રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ પોતાના સરસ્વતી પ્રીં. પ્રેસ
ઉમરેઠમાં છાપી

# જસમાની ગરબી

( રાગ—પુનમ ચાંદની )

આજે પાટણપુરમાં ગરેવી ગુર્જરનો ધણી રે
સાચો સબળો પેલો સોલંકી સિદ્ધરાજ રે
જેની કીર્તિ વ્યાપી રહી આ જગમાં ઘણી રે. —૧

તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીયા રે
મોટાં માન સરોવર દેવળ ધર્મ વિશાળ,
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીયા રે —૨

તેણે પાટણ પાસે એક સરોવર આદર્યું રે
ખોદે ખાડા ત્યાંતો માળવી ઓડણ અનેક,
નાંખે ઓડણો મટોડા માથે લઈ પણ રે —૩

પાળે વડની ડાળે ઝુલે બાળક પારણે રે
માટી લેતાં જસમા ઝુલાવે નિજ બાળ
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણે રે —૪

સાદે વેશે ફરતાં રાજાએ દેખી પરી રે
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર,
પાસે જઈને રાજા કહે છે સુણ તું સુંદરી રે —૫

માટી સારવાને આ કોમળા કાયા કરી નથી રે,
પાસે બેશીને તું રીઝવ તારૂં બાળ,
બીજી ઓટણો છે રાં કામ કરે તારી વતી રે ---૬

**જસમા** કહેછે રાજા કામ કરી ખાવું ગમે રે,
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ,
મારા નવરા દહાડા બેઠે નવ નીકે કદી રે, ---૭

**જસમા** જંગલમાં વસવાને તું સરજી નથી રે.
મારા નગર તણો તું જો આવીને નોક,
પાટણપુરની શોભા હું તુજને શું કહું કથી રે---૮

નગરે અંધારી શેરી ને ઉંચી મેડીઓ રે
તેમાં માણસ આડે ચાલ્યાનો નહી માગ,
જાણે ઉનાળે ઉભરાતી દેખુ કીડીઓ રે ---૯

**જસમા** માણુસ બહુ દેખીને ઘેલી શું બને રે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ,
ન કળે ખાખરની ખીસખોલી સાકર સ્વાદ ને રે ---૧૦

રાજા મેલાં મન માણસનાં મેલાં શહેરનાં રે,
મેલી ગલીઓમાં બહુ મારે છે દુગંધ,
મેલાં ઝેર તણાં જીવો તે જીવે ઝેરમાં રે ---૧૧

**જસમા** રાજાના દરબારો તેં દીઠા નથી રે,
તેમાં બાગ બગીચા ખીલે ફૂલ ગુલાબ,
મોટા હોજ ફુવારા ઉડે આવે જોસથી રે ---૧૨

રાજા જંગલ આગળ બાગ બગીચા ધુળ છે રે
જેવો સુરજ આગળ તારાનો ચમકાર,
મારા જંગલની મોજો તો મોઘે મુલ છે રે --૧૩

જસમા જંગલની વાતો તું આજ વિસારજે રે.
મીઠાં નરઘા ને સારંગી કેરા સુર
ગાયન સુણુવાને કાજે તું મહેલ પધારજે રે ૧૪

રાજા નવ રીઝુ સારગી કેરા સુરથી રે
મેના મોર બપૈય ટેવ્યા છે મુજ કાન
વાતો કોયલના ટહુકાની તો કહેતી નથી રે ૧૫

ઓઠણુ આવો તો ઉતારૂ મેડી માળીએ રે
રહેજો મિત્ર સહોદર સર્વ સબંધી સાથ,
તમને પ્રિયજનો માનીને નિશદિન પાળશુ રે. --૧૬

મારે ઓઠણુને ઉતરવા જોઇએ ઝુંપડી રે,
મેડી માળે ચડતાં મુજને આવે ફેર,
પડતાં પગ ભાંગે ને કાયા થઇ જાય કુબડી રે - ૧૭

ઓઠણુ આવો તો પીરસાવું મેવા ચુરમાં રે
ઝુલે હાથી ઘોડા ગુર્જર પતિને દ્વાર
તેને દેખીને હરખાશો ઓઠણુ ઉરમાં રે --૧૮

મારે ઓઠણુને તો વાળુ જોઈએ ઘેંશનાં રે
રાજા શું છે મારે હય હાથીનું કામ,
હડીંને દુધ મજેનાં મારે ભુરી ભેંસનાં રે, —૧૯

ઓઢણુ માગી લ્યો ને આછા શાળુ ઓઢણાં રે
હીરા માણેક મોતી સોનાના ભંડાર,
આવી કંચનવરણી કાયા પર શોભે ઘણાં રે, ૨૦

છાયલ ટકશે આછાં શાળુ તો ફાટી જશે રે.
નાખું ઘાસ ચણોઠી ગંઠી કંઠે હાર,
પહેરૂં ફુલ તણી માળા તો પરણ્યો રીઝશે રે —૨૧

**જસમા** કહે તું **મુજને** કેવો છે તારો પતિ રે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર,
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથી રે. —૨૨

પેલો કેડ કસીને કામ કરે મારો પતિ રે,
જેના મોળીઆમાં બહેકે છે બહુ ફુલ,
જેની કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતી રે —૨૩

જોને કામ કરંતા એ ન્યાળે તારા ભણી રે
એના મનમાં તારો પુરો નહી વિશ્વાસ,
તારી બુઝ ન જાણે જસમા એ તારો ધણી રે —૨૪

રાજા સાચાને ભય લેશ નથી સંસારમાં રે,
મારા પતિને મારો સંપુરણ વિશ્વાસ,
હું તો અન્ય જનોને ભાઇ ગણી રહું ભારમાં રે ૨૫

જસમા રાણાને રાજાને હું તાબે કરૂં રે
મોટા મહારથી પણ ન આપે સામો બોલ,
તારા આગળ હું નવ અમલ ચલાવવા આદરૂં રે ૨૬

રાજા કાયાને માયા પર આજ નૃપનું વસ્યું રે,
પ્રભુએ જીવ ઘર્યો છે જુદો કાયા માંય,
ભારે ભુપ તણું પણ તે પર ન ચાલે કશું રે—૨૭

જસમા દ્રઢતા તારી દેખી વિસ્મય થાય છે રે
આવા દંપતીને પણ આખર હોય વિયોગ
મિથ્યા આ જગના સુખ માટે મન મુંઝાય છે રે—૨૮

રાજા કોઈ ન જાણે કાલે મારૂં શું થશે રે
એવી અલ્પ જીંદગી માણે આ સહુ લોક,
રૂડી રહેણી સુખ પરલોકે પુરણ આપશે રે - ૨૯

એવું કહીને **જસમા** ટોપલી લઈ પાછી ફરી રે
રાયે લીધો, વળતી પાટણ કેરો પંથ,
થઇ છે **જસમા** ના પતિવ્રતની જેને ખાતરી રે---૩૦



છપાય છે!   છપાય છે!!   છપાય છે!!!

તાકીદે નામ નોંધાવો

અત્યુત્તમ ઐતિહાસીક નવલકથા

# બાલ યોગીની

બાલ કવીની કસાયલી કલમથી લખાયલી ઉપરોક્ત ઐતિહાસીક નવલકથા એક અપ્રતિમ કૃતિ છે જે વાંચવા લીધા પછી પુરી કર્યા સિવાય હાથમાંથી છોડવાનું મન થશેજ નહિ.

સર્વ રસોથી ભરપુર મોટી સાઇઝનાં ૧૫૦ પાનાં ઉપરાંત સુંદર બાઇંડીંગ. છતાં અગાઉથી ગ્રાહક થનારાઓ માટે મુલ્ય.

રૂ. ૧-૪-૦ પોસ્ટેજ જુદું.

પાછળથી. રૂ. ૧-૮-૦

રૂ. ૦-૮-૦ અગાઉથી આપી નામ નોંધાવો.

અગાઉથી ગ્રાહક થનાર ગૃહસ્થોનાં મુબારક નામ પુસ્તકને અંતે છાપવામાં આવશે.

આજેજ લખોઃ—

શા. મણીલાલ ગોરધનદાસ.

C/O સરસ્વતી પ્રીં. પ્રેસ. ઉમરેઠ.